રાજેશ્રી

# હરીપ્રસાદ સંતોકરામ દેસાઇનું

## દીલગીરી ભરેલા

# મરણનો ટુંકો ચીતાર.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**બુકસેલર મગનલાલ જેચંદ મોદી**

**ભાવનગર.**

દોહરો.

પંખી તરસ્યુ જઇ નહી, પીયાવા પાણી માંઈ;
નીરાશ પાછા નવ વળે, દુલા પાસ દેસાઈ.

---

**अमदावाद**

ઘીને કાંટે 'યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ'માં છાપ્યો.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

કીંમત એક આનો.

# અતી દીલગીરી ભરેલું મરણ.

રાજમાન રાજેશ્રી હરીપ્રસાદ શંતોકરામ દેશાઇ જે. પી. શેહેર ભાવનગરની અંદર સંવત ૧૮૯૭ના અશાડ સુદી ૨ વાર શોમે જન્મ ધરી સંવત ૧૯૪૬ ના વૈશાક શુદ ૧૧ બુધવારે પોતાની દેહ છોડી સ્વર્ગવાસ થયા સાંભળી ઘણી દીલગીરી પ્રાપ્ત થઈ અને આ દુલા દેશાઇ ભાવનગરમાં સ્વર્ગવાસ થવાથી એક ધર્મનો સ્તંભ તુ-ટી પડતાં આખેહુબ શોક સિંધુ રેલાઇ જવાથી તેનો ટુંકામાં ચી-તાર આપ્યો છે તેની અક્ષયકીર્તીનો પાર નથી. તેણે પુષ્કળ ધર્મ દાન તથા સદાવત આપી કીર્ત્તીના કીરણો પ્રકાશમાન કરી પુન્યની પાળ બાંધી સંતોષ પામતાં છતાં ઈશ્વરકૃતી આગળ આવો બનાવ બનતા લાચાર છીએ. છેવટ તેમના પુત્ર રાજેશ્રી સંકરપ્રસાદ ભાઈ વીગેરે પોતાના પીતાથી વધારે જય મેળવો એવી ઇશ્વર પાસે પ્રા-ર્થના કરીએ છીએ.

લી. પ્રગટ કર્ત્તા,

મોદી મગનલાલ જેચંદ, બુકસેલર.

ભાવનગર.

૪૩૫૦ દીલગીરીનો દેખાવ.

# હરીપ્રસાદ વીરહ.

દોહરો.

અઢારસેં સત્તાણુંને, ચંદ્રવાર સુખદાઈ;
અશાડ શુદ બીજે થયો, જન્મ દિવસ દેશાઈ.

છંદ મનહર.

જસ્ટીસ ઓફ ધી પીસ હરીપ્રસાદ દેશાઇ,
જેના નામથકી સહુ ઝુરે પક્ષી ઝાડમાં;
ધર્મનો ધજાગરો ધશી પડ્યો છે ધોરી આજે,
વનચરો ઝુરી મરે વીલે મુખે વાડમાં;
પુન્યકેરી પાળ બાંધી, અંન છત્ર બાંધ્યું પ્રીત,
લક્ષવસા સ્વામીઓને ફેરવતા લાડમાં;
દયાળુ દેશાઇ દેવલોક થયા દેખી અને,
પુકારે જંગલી જાનવરો, બધાં પ્હાડમાં.
નોધારા આધાર ગયો પર ઉપકાર ગયો,
અમીર ઉદાર ગયો રંક તણો માળવો;
દેવલોક જતાં દીલગીરીનો દેખાવ થયો.

તાપ તન કેરાં હવે કેવી રીતે ટાળવો;
ઇશ્વરી બનાવ થકી કોઇનો ઈલાજ નથી,
વીભ્રમ થએલ જીવ કેવી રીતે વાળવો;
પુન્ય તણી પાળ બાંધી સારાં સદાવ્રત સાંધી,
નીરંતર દયા વૃત્તી નીતી ગુણ ન્યાળવો.

## લલીત છંદ.

અરર ઈશ્વરી, કોપ આ થયો;
ધરમનો ખરો, સ્તંભ ત્રુટીયો.
વહી ગયા મુકી, નીધી છે નવે;
હરીપ્રસાદ તો ને મળે હવે. ૧
વિનય વાતને, એ અનુભવી;
સત તણા ધજા, દેશ ફેરવી.
સુઘડ જે છબી, ચીત સુચવે;
હરીપ્રસાદ તો, ને મળે હવે. ૨
મણીરૂપી હતા, રંક માળવો;
ગમતમાં બધો, દીન ગાળવો.
નર ઉદારતા, અંગ ઉચ્છવે;
હરીપ્રસાદ તો, ને મળે હવે. ૩
કુપ સદાવતો, વાવડી સહુ;
તીર તળાવ તો, બાંધીયાં બહુ.

મરણ્ શાંભળી, મીત્ર તો રૂવે;
હરીસપ્રાદ તો, ને મળે હવે. ૪

## મરશીયા.

હાય હાયરે, દેશાઇ ગયા દેવલોકમાં;
સુણી વાત ફ્રરે સહુ શોકમાં રે. હાય૦
સંવત ઓગણીસે છેંતાળી જાણો,
સુદ અગ્યારશ બુધે પિછાનો;
માસ વૈશાકે મળીયાં વિમાનોરે. હાય૦
હાહાકાર થયો હાટો હાટે,
ફ્રાળ પડતાં કાળજડું ફ્રાટે;
વિલે મુખે રૂવે વાટ વાટેરે. હાય૦
મેડી મંદિર જરૂખા બારી,
અતી સુંદર નવલ અટારી;
છોડયું સુખ દુ:ખ સર્વે સંસારીરે. હાય૦
ખરે અયુશ જ્યારે ખૂટી,
જડે નહીંજ ત્રુટી ફેરી બૂટી;
સત્યવાદી કાયા જાય છુટીરે. હાય૦

## મનહર છંદ.

જળનો તરંગ જેમ કાચો ઘટ કુંભારનો,
વેતાં સુધી વહાણ અને પડે ત્યારે પ્હાણ છે;

મોટા મોટા બ્રહ્માદીક ઉડી ગયા મુનીશ્વરો,
આવે ત્યારે હર્ષ અને જાવે ત્યારે હાણુ છે.
માણુસને પશુ પક્ષી નામ ધર્યું તેનો નાશ,
મરે અવતરે એવું માયાનું મંડાણુ છે;
પંચભૂતી પૂતળુ હીસાબ આપી પંથે પળે,
ખાસ એ ખાવીંદ તણી, ખરી સ્વ ખાણુ છે;
વિદ્યાનો વિલાસ ગયો અંગનો ઉલ્લાસ ગયો,
પ્રેમનો પ્રકાશ ગયો રંગ ગયો રવીનો;
પુન્યનો પ્રયાશ ગયો મોગરો મીઠાસ ગયો,
આંગનો ઉજાશ ગયો અરે અનુભવીનો.
કળા અને કૌશલ્ય પારખનાર પ્રીય ગયો,
કૃતી જો જો નાર ગયો કાર ગયો કવીનો;
નાગર અમીર ગયો જ્ઞાનનો ગંભીર ગયો,
સત્તનું શરીર ગયો ન્યાળી કળા નવીનો.

## તાવનું તોફાન.

### ગરબીયો.

હાય હાયરે તાવે તોફાન બહુ માંડીયું;
તેણે તનડામાં મુકી છે ટાંડીયુરે. હાય૦
દેહ વગર ઈમારે હાઝીયા, મુઆ કેક રૂકા અને રાઝીયા;
લેછે શરીએ શરીએ ભાજીયાંરે. હાય૦
આ શું ઈશ્વરી કોપ મંડાણો, દામ પારસીને દેશ દંડાણો;

ખરે તાવ આવીને ખંડાણુરે. હાય૦
પેહેલું કોલેરા ગયું હતું કુદી, ઝાડા ઉલટીની વાટ છે જુદી;
ઘડી ઘાટને નાખ્યો છે ગુંદીરે. હાય૦
આવ્યો પજાપર મારવા પાટું, દુઃખ ઉપેજ્યું આવીને ડાટયું;
કર શાંત્તી સરવ સુખ સારું રે. હાય૦
સદાશીવ ચડી શું સમાધી, વીશ્વમાંહી પીડા અતી વાધી;
ઉઠો જાગીને ટાળો ઉપાધી રે. હાય૦
બ્રહ્માવીશ્નુ ને શંકર ભોળા, જ્વરાસુરને અહીં કેમ ધોળ્યા;
હવે પાછો બોલાવો મટે હોળારે. હાય૦
કહે ભીખન વારંમ વારી, સુખ શાંત્તી કરોને મોરારી;
એવી અરજી છે આજ અમારી રે. હાય૦
કેક મનુષના ગાત્રજ ભાંગ્યાં, મરદ કૈક બની ગયા માંગાં;
તાવ આવે ને સુજેછે ટાંગારે. હાય૦

## ( કારી ઘટા કોયલ લલકારી મેહેલુમે તડપરહી પ્યારી. )

ઝુરે મેહેલુમાં નર નારી, તેં જુલમ ગુજાર્યો ભારી;
કોઈની નવ ફાવે કારી, હઠી મનુષ્ય ગયા છે હારી.
કર્યા નરમ બાળકો નર નારી, તેં નાખ્યા જ્વર અતીશય ભારી;
તે ક્ષત્રી માંટી કરી ખારી. ઝુરે૦
મરકત મુંબઇ ને કાશી, તું ભમીયો દેશ ચોરાશી;
નવખંડ નુર, તેં કર્યું સુર, દુઃખકારી. ઝુરે૦
નીર અપરાધી નર બાળા, જાઈ દીસ સગાડી જ્વાળા;

બહુ રોળ્યા રંક, નીર્ણયતિ-શંક અવતારી. ઝુરે૦

**આશા ઝોડી.**

અરજી સુણોને અમારી, સદાશીવ અરજી સુણોને અમારી;
તાવ સપાટો નથી સહેવાતો, નરમળ જ્યાં નર નારી. સદા૦
એકાંતરીયો તરીયો ટાઢીયો, કાયે ફુટે કંપારી. સદા૦
દશ દશ મહીના આજ થયાછે, ભમતો તાવજ ભારી. સદા૦
શાંત્તી કરવા સીવન કરૂંછું, વિનયધરીને વિચારી. સદા૦

**ધનાશ્રીની ગજળ.**

તાવ ઉપાધી ટાળ, ભોળાશંભુ, તાવ ઉપાધી ટાળ; ટેક
હાહાકાર થયો હરનીશા, સુખડાંની છાંયા વાળ;
દીન દુઃખી થઈ દેહ તજેછે, પેટમાં પડેછે ફાળ;
ભીખન કહેછે ભોળા શંભુ, સેવકની લ્યે સંભાળ.

**( જોડી તમે ના જોઇ એ રાગ )**

સદાશીવ મરજી ચીત ધરજો; (૨)
ઘણી ગુજારી માનવ સાથે, સુખ શાંત્તી કરજો;
ટાઢીયો તાવ ચડે તનમાં; (૨)
થરથર કંપે કાય ખરેખર, મુંઝાવે મનમાં;
દુઃખી થઇ ફાટેછે ડોળા; (૨)
જવર જોરાવર જુલમ ગુજારે, મરદ કર્યા મોળા;
મરદ તો સહુ બનીયા માંદા; (૨)
કૈક મનુષ તો કાયર થઇને, બહુ લેછે બાધા;

હીંદુને મુસલમાન વળમાં; (૨)
છોક્યા નથી સાધુ સંન્યાસી, બ્રાહ્મણ ભૂતળમાં;
અતીશય જ્વલા મારીને; (૨)
દુવારકાં છાપ સરવને, લગાવી ધારીને.

**બનઝારા.**

નારાયણની ગતી ન્યારી, લખી લેખક સહુ ગયા હારી. ટેક.
ક્ષણભંગુર દેહજ ખોટો, છે પાણીનો પરપોટો;
નવ ફુટતા વાર લગારી. નારાયણ॰
છે કંકુવરણી કાયા, મહીધરની એવી માયા;
સહુ ફના સુખ સંસારી. નારાયણ॰
પશુ પક્ષી જળચર જ્યાંઇં, અંત્યે નથી રહેતું આહી;
મહા કાળે નાખ્યા મારી. નારાયણ॰
જુઓ લંકેશ્વરને રામ, બળરામને પરશુરામ;
ક્ષત્રી માંટી થઇ ખારી. નારાયણ॰
હરીપ્રસાદ હવે નવ ન્યાળે, જુઓ સ્વર્ગ મૃત્યુ પાતાલે;
નહી મળે મુઆ નર નારી. નારાયણ॰
દુઃખ વખતે હીંમત ધરવી, દીલગીર દીલે નવ કરવી;
"બીખન" ભજો કુંજ બીહારી. નારાયણ॰

સમાપ્ત.

# જાહેર ખબર.

નીચે સહી કરનારની દુકાને આ બુક તેમજ ઉરદુ ફાર-સી, અરબી, ગુજરાતી, સંસ્કૃત, હીંદુસ્તાની, અંગ્રેજી વીગેરે જોઇતા પુસ્તકો ઘણેજ કીફાએત ભાવ મળશે તેમજ હમારી છપાવેલી નીચે લખેલી બુક ઘણેજ કીફાએત ભાવે આપવામાં આવશે.

| | |
|---|---|
| રામરક્ષા તથા નરબ્રહ્માસ્ટક સટીક. | ૦—૧—૦ |
| નારાયણકવચ સટીક. | ૦—૧—૦ |
| મહીમન સ્તોત્ર સટીક. | ૦—૧—૬ |
| હિંદુસ્તાનની ભૂગોળનું તારણ. | ૦—૧—૬ |
| કાઠીયાવાડની ભૂગોળ. | ૦—૧—૬ |
| મુંબાઇ ઇલાકાની ભૂગોળનો સાર. | ૦—૨—૬ |
| ગુજરાતના ઇતિહાસનો સંક્ષિપ્તસાર તથા તેનો વધારો એ બુક. | ૦—૧—૩ |
| પૃથુરાજ રાઠોડ નાટક. | ૦—૩—૦ |
| રાસલીલા નાટક. | ૦—૧—૦ |
| શ્રી કૃસ્નવીલાસ ગાયન. | ૦—૧—૬ |
| શકરબીનો ફારસ. | ૦—૧—૦ |
| સવાઇ ઠગનો રમુજી ફારસ. | ૦—૧—૩ |
| વીજળી વીલાપ. | ૦—૧—૦ |
| સજ્જનતા મેળવવાના સાધન. | ૦—૧—૦ |
| પ્રભાતીયા વીગેરે કવીતામાં. | ૦—૧—૦ |

એ સિવાય બીજી વારતા તથા નાટકોની બુક કીફાએત ભાવે મળશે. ઉપરની બુક ઘોઘાના દરવાજે મોદી મગનલાલ જેચંદ પાસેથી પણ મળશે.

(સહી) અબદુલહુશેન આદમજી બુકસેલર.

ભાવનગર.